સુબોધ

# કલગી ગાયન સંગ્રહ:

## ભાગ ૨ જો.

### લંગડી ઝડપી.

ઘરથી નીકલી નાર ચાર, કીધો બદનપર સીનગાર,
પાણી ભરવાને દીલદાર, ગઈ કુવા ઊપર ચાર,
પોત પોતામાં—કરે છે દુઃખની, વાતો ચારે નાર—ટેક.

સખી પેલ્લી બોલી બેન, બેનો સમજો મારા વેણ,
નથી પડતું મને ચેન [illegible] સાંજ સવાર

મને મલ્યો [illegible]

બાહાર ભ [illegible]

દાજ દીલમાં એવી બળે, પાણી ઉતરે નહીં ગલે,
પગને હાથ બેઉ કળે, તેનો ખાતાં ખાતાં માર,
પોત પોતામાં—કરેછે દુખની વાતો ચારે નાર.

૨

સખી સુંદર બીજી બોલી, મારો પતી છે તંબોલી,
તેની નાર હું છુ ભોલી, સમજે સત સાર,
તંબોલન હું—અને તંબોલી કહેવાએ ગલાનો હાર.
પતી મારો નવ જવાન, વેચે સોપારી ને પાન,
જેની પાનની દુકાન છે, સદર બજાર,
કશી રીતનું હતું નહીં દુખ તેનું કાંઇ મને લગાર.

શેર.

એક સમે મળવાને કાજે આવ્યો એક દોસદારજી,
લઇ ગયો તેને ઘરથી રમવાને જુગારજી.
અંતે કીધો ખુવારજી,
લાચારજી.

લાગા,

નથી મરદાઇવાલો, મારો પતી અનઘર ગમાર,
તેઇ મુવાને–આંખથી પાણી પડે મારી નવધાર.

શેર

કરકતી જેવો મુવો આવેછે સાંમો મુજ ભણી,
જોઇને લાજું છું હું દીલમાં બલેછે દેહે ઘણી.
જોબન મારો જાય અકારત ભેંસના જેવી બની.
રોજ હું જુરીઆ કરૂં નાંમરદી જોઈ તેતણી.

કુટીકરંમ કપાળ, દઊ માંબાપોને ગાળ,
મારા કીધા કેવા હાલ, કુવે હોમાવી આવાર,
પોત પોતામાં–કરેછે દુખની વાતો ચારે નાર, ૩

૪

ચોથી બોલી નાર જવાન, મારા પતીનું બયાન.
તમે સમજો ઘરી ધ્યાન, કરો દીલમાં વીચાર,
મળયો અફીણી–મારે કરમે મુજને ભરથાર અપાર.
અફીણ ખાએ ત્યારે ડોલે, પછી ભુંડું ભુંડું બોલે,
મને પકડી ટટાગે, ફાડે ચોલી ઈજાર.
પણ જાણે નહીં–જાંણે નહીં કોઇ દાડોબી સુખ સનસાર.

શેર

નસરવાં કહે તમે હરદમ તેની ભકતી કરો,
ભકતી કરો ભકતીથી ભવસાગર તરો.
[illegible] જબાંપર નાંમ એક હરનુ [illegible]
[illegible]

કહે અદલ કલાંમ, ખ્યાલ કીધોછે તમામ,
સજીને કરીને સલામ, આજ ગાયો લલકાર,
પોત પોતામાં કરેછે દુઃખની વાતો ચારે નાર ૪.

---

## મારી જાન

૧

એક કાળી ગોરીની વાત કહું તે સમજો,
મારી જાન—બેઉ સહીયરમાં થયો ઉતપાત,
કાલી સાથે કજીઆ કરીને ગોરી થઈ ગઇ માહાત—ટેક.

પેલી ગોરી કાળીને કહેછે સાંભલ સુંદર,
મારી જાન—ગોરી ચાદર ફુલની સારી,
ગોરી કુદરતની છાતર પલંગપર દીપે સદા ભારી.
રંગ ગલેપ કાલા તકીઆની ઉપર,
મારી જાન—લઇને સુવે છે નરનારી,
ધોળી રૂમાલ દીપે છે ખભાપર સાંભલ તું પ્યારી.

ઝુલ.

ધોળા ધોળા સર ઉપર મોવાળા સારા,
જઈફોની નીરાંના ધોળા મોવાળા પ્યારા.
મારી જાન—ગોરી છે તાપાવાલાની જાત,
કાલી સાથે કજીઆ કરીને ગોરી થઈ ગઇ માહાત.

૨

ગોરીની વાત સમજીને કાલી બોલી,
મારી જાન—કાળા સીર
કાળી ઓઢણી નાંખી પલંગપર ઉડાવે

કાળો પાડો ખેતી ખેડે જગતમાં,
મારી જાન—કરે નીત હળની સાથે જંગ,
દુધ દીએ છે કાળી ભેંસ બસ જેનો સઉને ઉમંગ.

જુલ્લ

કઇએક નરો પેરેછે ડગલા કાળા,
સરપર ફેંટા દીપેછે કાલા રૂપાળા.
મારી જાન—ગોરી તારા પગમાં કાળી સપાટ,
કાળી સાથે કજીઓ કરીને ગોરી થઇ ગઇ માહાત ૨.

૩

પેલી ગોરી કરવા લાગી બ્યાંન પોતાનું,
મારી જાન—કાળી તું સાંભળ ધરીને ધ્યાન.
કાળા હાથપર દીપે ચીતલ ચાંદીનાં સોભાએમાન.
તારા કાળા અક્ષર દીપે ધોલાં કાગજપર,
મારી જાન—ધોલી પાગડીને મળેછે માંન,
ગોરા વરસ્યાની છે ગરજ કુલ પારસીઓને જાન.

જુલ્લ

તાંબાની ઉપર ધોળી કલઈ ચડેછે,
ધોળી કલઈથી સઉનુ કાજ સરેછે.
મારી જાન—મીઠાઇ ખાએ ધોલી સરવે નાત,
·થે કજીઓ કરીને ગોરી થઇ ગઈ માહાત ૩.

૪

ગોરીને સમજ તું બેની,
મારી જાન—અગર તને થાશે કારી જખમ,
તને જખમની ઉપર કાળો મલમ.

ગોરા અંગરેજો રાજ કરેછે તેથી,
મારી જાન—રાખે છે કાળી ફોજ ચોગમ,
કાળી ઈસટીમર કાળી તોપ દુશમન પર કરે સીતમ.

જુશ

તારા ગોરા બદનપર દીપે કાળી ઇજારે
કાળી ઈજારમાં કાળો દોરો વધારે.
મારી જાન---દીપે છે સાંભળ ગોરી કમજાત,
કાળી સાથે કજીઓ કરીને ગોરી થઇ ગઇ માહાત. ૪.

૫

એટલું સમજીને ગોરી કહેવા લાગી,
મારી જાન—થાનમાં દુધ ગોરૂં ભરાએ,
છુટે ગરભથી નાર જેવારે ત્યારે સીસને પાએ.
ધોળે દીવસે ધંધા કરે સહુ કાઇ,
મારી જાન—વેપારી વેપાર કરવા જાય.
પાછા ઘેરમાં આવે જેવારે કાળી રાત જો થાય.

જુશ.

કમર પર દીપે છે ધોળો જાંમો પીછોડી,
મરદોને જેની ઈજત નથી કંઇ થોડી.
મારી જાન—સમજ તું સુંદર મારી વાત.
કાળી સાથે કજીઓ કરીને ગોરી થઈ ગઇ માહાત

૬

હવે કાળી કહેછે સાંભલ ગોરી સુંદર,
મારી જાન—બોલે છે ?
જેપર ફોદા નર નાર થઇ સહુ રાખે પે

તારૂં ગોરૂં જોબંન સદા નહીં રેહવાનું

મારી જાન—અગર દમ થશે તારો આખર,

તો ચેહે સળગાવી બાળી ફાએલો કરશે સર ને ધડ.

ઝુલ.

ગોરા મડંમ કોઈ વેલા જો મરી જાશે

તો કાળી ગાડીમાં કાળો ઘોડો જોડાશે,

મારી જાન—કબરમાં કાળું ખોખું રહે સાથ,

કાળી સાથે કજીઓ કરીને ગોરી થઈ ગઇ માહાત ૬.

૭

આખરે દાખલા ખુટી ગયા ગોરીનાં,

મારી જાન—ત્યારે તે થઈ ઉભી લાચાર,

કાળીને કહે સરસ મારેથી થઈ છે તું આ વાર.

કહે નસરવાંન કાળી ગોરીનો કીસ્સો,

મારી જાન—ફરશરાંમ ગાય નવો લલકાર.

અમદુલઅલી અબદુલ હુસેન બેઉ ગાએ મલી દીલદાર.

ઝુલ.

તૈયબઅલી કાસમજી રાગની ખાસી,

મદલ તુરાવાલાના ગલાં ફાંસી.

—ખ્યાલ તારા રૂડા એકસો સાત,

કરીને ગોરી થઈ ગઇ માહાત. ૭

## ખડી

પરનારીની પ્રીત કરો તો જોઈ વીચારી કરો સજન,
પરનારી કરે ખ્વાર પલકમાં આશકનું લુટી તનમન—ટેક

૧

પરનારી નખરાંવાલી નીત કરે નવા મકકર ભારી,
ઘરનારી દુખ હરનારી ગરબી ગરીબ ઘરસુખધારી.

પરનારી જીવ લેનારી આશકપર વીગન પાડે ભારી,
ઘરનારી યારી દેનારી સાફ દીલને લઈ ફરનારી.
પરનારી લે સરને ઉતારી લાગે વહાલું તેને પર ધન,
પરનારી કરે ખ્વાર પલકમાં આશકનું લુટી તન મન ૧.

૨

પરનારી દેવરાવે ફાંસી લેશભાર નહીં દીલમાં ડરે,
ઘરનારી સેજે સુવરાવે તોપણ તેનાપર જુલમ ખરે.
પરનારી ખુબ માર મરાવે તોબી તંને ઘર કદમ ધરે,
ઘરનારી સંકટથી બચાવે તોબો માર ખાતી તે મરે.
પરનારી લાચાર કરીને છેવટ કાહાડશે વીનાં કફન,
પરનારી કરે ખ્વાર પલકમાં આશકનુ લુટી તનમન ૨.

૩

પરનારી જર હરનારી વીના જર તે સુલી ચડાવે
ઘરનારી હરહર કરનારી દુખપર કામ તે આવે
પરનારી ઘરઘર ફરનારી આશકને લલચાવે
ઘરનારી ઘર રહેનારી ભરથારની આણ

પરનારી સંસાર ડુબાડે પાડે કઈ આશકપર વીપત,
પરનારી કરે ખ્વાર પલકમાં આશકનું લુટી તન મન ૩

૪

પરનારી નાદાન નકામી આશકને જટ કરશે માહાત,
ઘરનારી ગુણવાન સ્વામીનો ધરયો કદી નહીં છોડે હાથ.
પરનારી નીધાન ખાંમીની પુર દેખાડે હલકી જાત,
ઘરનારી દીલજાન કદીબી તજે નહીં ભરથારનો સાથ.
પરનારી દીલદાર તજી દઓ, અદલ કહે નીત રહેશો મગન,
પરનારી કરે ખવાર પલકમાં આશકનું લુટી તનમન ૪.

---

## મારી જાન

પર સ્ત્રી કોઈની થઇ નથી થાવાની,
મારી જાન—માનો સત વચન તમે દીલદાર,
એક ગુનકા સ્ત્રીએ મકર કરી ફાંસીએ ચડાવ્યો યાર—ટેક.

૧

એક રજપુતની હું વાત કહું તે સમજો,
મારી જાન—હતો એક ગામમાં રજપુત જવાન,
ચંદ્ર મુખી તેની નાર હતી સઊ સમજો ધરીને ધ્યાન.
ની પરીબી જોઇ તેને શરમાતી,
મારી જાન—હતું તેનું એવું રૂપ દીલ જાન,
છુપી જતા જોઈ સુર્ય રહેતો હેરાન.

[illegible]
નહ કોઇ જગમાં તેની બરાબર.
[illegible]

એવું તેણીનું રૂપ હતું બહુ સુંદર,
મારી જાન—હતી વળી પતીવરતા તે નાર.
એક ગુનકા સ્ત્રીએ મકર કરી ફાંસીએ ચડાવ્યો યાર ૧.

૨

બેઉ હલીમલી સંપસંપીને રેહેતા હતા.
મારી જાન—કરે નહીં કોઇ દાહાડો ઊદમાત.
સાથે ખાએ બેઉ સાથે પીએ ફરે સાથે દાડા રાત.
એકબથી વેગલાં કદી થતાં નહી તેઓ,
મારી જાન—એક દીલથી બેઉ રહેતા સાથ,
અસીલ હતાં નર નારી બંને અસીલ તેઓની જાત.

ઝુલણ.

હવે ધ્યાન ધરીને સમજો તમે નરનારી,
બે બાળકના થઈ વૃધી તેને ઘર સારી,
જે જોઇને ઊપજી બેઉને ખુશાલી ભારી,
મારી જાન—હવે સઉ સમજો આગલ સાર.
એક ગુનકા સ્ત્રીએ મકર કરી ફાંસીએ ચડાવ્યો યાર ૨.

૩

હવે આગલ સમજો વાત ધરીને ધ્યાને,
મારી જાન—હતી એક ગુનકા પડોસ
દાવ પેચમાં પુરી બુરાં તેણીના લક્ષણજી.
રજપુતનુ રૂપ જોઈ આશક થઇ તેના પર,
મારી જાન—કહે તે રજ[illegible]
કરો મને જટ કબુલ, કીધું મેં તન [illegible]

ઝુલ.

પ્રથમ તો રજપુતે તેણીને તુચ્છકારી,
ધીકધીક તારૂં જીવતર એમ કહીને ધીકારી,
ત્યારે મકર કરવા લાગી દુષ્ટ પેલી નારી,
મારી જાન—ચાહે તો માર ચાહે જીવાડે,
એક ગુન્કા સ્ત્રીએ મકર કરી ફાંસીએ ચડાવ્યો યાર ૩.

૪

પેલા રજપુતનું પછી દીલ પીગલવા લાગું,
મારી જાન—થયો લાચાર તે હારીને,
તુરત વચન દઈ દીધું તેને તે ગુનકા નારીને.
પછી હરદમ જવા લાગો તે ગુનકા પાસે,
મારી જાન—ભુલયો તે પરણી પ્યારીને
બેઉ બાળકને ભુલયો ભુલયો તે દુન્યાદારીને.

ઝુલ.

નહીં કીધી તેણે કંઈ ફીકર કે ચીંતા ઘરની,
દરકારબી નહીં રાખી તેણે ઈશ્વરની.
ગમ ખાઈ ખાઇને ઝુરે બીચારી પરણી,
મારી જાન—અંતે લાચાર થઇ નીરધાર;
સ્ત્રીએ મકર કરી ફાંસીએ ચડાવ્યો યાર ૪.

૫

નકાને દીલ દઈ દીધું,
ગ[illegible] જાન—ફીદા તન મન કીધું તે પર,

ચુક ધુકે ગુનકાતો હાથ જીલવાને થતો હાજર,
પલ ભરથી દુર નહીં કરતો તેને નજરોથી,
મારા જાન—ધરે ગુનકાનાં કદમપર સર,
જુલ્લામાં તળમલે બાળ બેઉ તેની ન ખાધી કદર.

ગુલા

હવે ધ્યાન ધરીને સમજો તમે સઉ ભાઇ
પેલા રજપુતની દોલત હતી તે ખાઈ.
પછી ઘરથી કાડયો બાહાર તેને પલમાં,
મારી જાન—કીધો રજપુતને અંતે ખ્વાર.
એક ગુનકા સ્ત્રીએ મકર કરીને ફાંસીએ ચડાવ્યો યાર ૫.

૬

પેલી ગુનકા કહે જો રજપુત મને ચહાતા હોએ,
મારી જાન—તો કરજો મારૂં તમે એક કામ.
કાજે મારે લઈ આવો તમે જઇ વહાલા બીજું દામ,
હું ગુનકા દાંમની નથી કાંમની તમને,
મારી જાન—વેંચો બેઉ બાળ તમે કોઇ ઠામ,
પુરો કરો અરમાન કદી નહીં ભુલીસ તમારૂં નામ.

ગુલા

પેલો ભોલો રજપુત ભોલઈમાં ભોલવાયો.
બેઉ બાળક લઇને શેહેરમાં વેચી આ
તેનું દામ લઇ ગુનકાની પાસે લાયો,
મારી જાન—એથી પણ ર
એક ગુનકા સ્ત્રીએ મકર કરી ફાંસીએ

૭

પેલી પરણી સ્ત્રીનું હવે થયું શું સમજો,
મારી જાન—જુદો થયો એકતો ગલાંનો હાર,
બે બાળકની જુદાઈથી અંતે થઈ ઘણી ગમખાર.
ખાવું પીવું સઉ તજીને જુરે ઘરમાં,
મારી જાન—રડે તે અબલા સાંજ સવાર,
અંતે નારનાં દીલની અંદર આવ્યો એક વીચાર.

જુલ્ફ

હવે જેર ખાઈને મરવું ઘણું છે સારૂં,
યાતો જઈ પડવું કુવે લાગે છે પ્યારૂં.
યાતો બસ મારા પેટમાં છરી મારૂં,
મારી જાન—એટલું બોલી રડી જાર જાર.
એક ગુનકા સ્ત્રીએ મકર કરીને ફાંસીએ ચડાવ્યો યાર ૭.

૮

લાંચાર થઈ અંતે પેલી દુખયારી,
મારી જાન—છરી એક ઘસી કીધી તૈયાર,
અંતે પેટમાં મારી થઇ દુખયારી જીવથી ઠાર.
તેણીનો શોહોર સમજીને ગુનકા આવી,
મારી જાન—લાગી કરવાને શોર પુકાર,
કહેવા લાગી લોકોને ખુન કરી ભાગો એનો ભરથાર.

જુલ્ફ

સરકાર તેના ભરથારને તુરત બોલાવી,
પેલી ગુનકાની જુઠી સાંકસી નોંધાવી

પેલા નીર અપરાધીને ફાંસી લટકાવી,

મારી જાન—બાંજયો ગુનકાએ તેનો સનસાર;

એક ગુનકા સ્ત્રીએ મકર કરી ફાંસીએ ચડાવ્યો યાર ૮.

૯

ગુનકાનો કદી ના કરતા તમે વીસવાસે,

મારી જાન—કહે ગુરૂ નશરવાન જ્ઞાંની,

ફુરશરાંમ કહે ગુનકા નારને કદર હોએ સાંની.

ઘરનારી જેવી પરનારી કદી ન થાય

મારી જાન—થાએ પરનારી પઇસાની,

અબદુલઅલી અબદુલ હુસેન કહે સમજે જ્ઞાંની ધ્યાંની.

ઝુલ

તુરરાનાં ખ્યાલ પર ખ્યાલ બનાવી ગાયો,

એ ખ્યાલ હાલ મીજલસમાં સઉને મન ભાયો.

ફરદુન ફરાંમ પર રહે ગુરૂનો સાયો,

મારીજાન—અદલ કહે ખ્યાલ નવો લલકાર

એક ગુનકા સ્ત્રીએ મકર કરી ફાંસીએ ચડાવ્યો યાર ૯.

## તનતાલી.

મારી જાન—સાંવલી સુરત જોઈ લલચાએ

મન મારૂં હર ખાએ—ટેક.

૧

ચળચળ ચળચળ કપાળ ચળકે, ચાલ ઠુમકતી તું ચાલી,

બાળ સીરપર છુટા સોનેરી નાકમાં નથની ઘાલી.

મુખપર જાલી કાળી દેખાએ, મન મારૂં હરખાય

૨

મારી જાન—નેત્ર બેઊ ચમકે તારાની મીસાલ,
તારાની શું મજાલ,
કાનમાં કરન ફુલ દીપે છે, બંને ગાલપર સોકા લાલ,
પરવાળાં બેઉ હોટ છે તારા જોઈ લાલ બેહાલ.
ઝલકમાં થાય—હુર શરમાએ, મન મારૂં હરખાએ ૨.

૩

મારી જાન—કલી દાડમની દાંતો અવદાત,
દીધો કંમરપર હાથ,
ગલું જોઈ શેરમાએ કોયલ, પરી શરમાતી જોઇ મુખ,
ઊંઘ ન આવે રાતે તેને લાગે ન દીસનાં ભુખ.
રૂખ રોશન જોઇ—આશક ગમ ખાએ, મન મારૂં હરખાએ ૩.

૪

મારી જાન—છે ગરદન નાજુક પ્યારી તારી,
જાઊં તારાપર વારી.
નસરવાન કહે ફરસરાંમની બર આવી છે સરવે આશ,
અબદુલહુસેન કહે આવી એકાએક ગુરૂ અદલની પાસ.
પ્રેમથી બાજી બેઊ મલકાએ, મન મારૂં હરખાએ ૪.

## તનતાલી.

મારી જાન—ઓ સુંદર મારી પ્યારી દીલજાન,
હું આશક તારો જવાન—ટેક.

૧

રહેમ નજરથી જો તું મુજને, ન થા કૂર મુજપર ગુણવાન.
જાન મારૂં કુરબાન છે તુજપર નાહે તરસાવી પ્રાણ.
જીવ છે મારો તુજપર કુરબાન હું આશક તારો જવાન ૧.

૨

મારી જાન—ફરૂં થઇ ઘેલો નીશચય તું માન,
રહયો જઇ બીયાબાન.
દુર ન કર તું મુજને નજરથી, તું છે મારા પ્રાણ સમાન.
ન માર ગમનો માર તું જાની વાગા વીરેહનાં બાન,
જીગરથી જુદો ના કર વેરાંન, હું આશક તારો જવાન ૨.

૩

મારી જાન—ફંદમા તારા ફરયો અંનજાન,
રાત દીવસ બેભાન,
મરવું જીવવું તારે હાથ છે, એ પ્યારી દીલમાં સત જાન.
રોજ રોજ પલ પલ ખ્યાલ હું તારો કરૂં છું નીધાન,
જવાબ દે મુજને ના કર હેરાન હું આશક તારો જવાન ૩.

૪

મારી જાન—નસરવાન કહે છે સાંભળ ધરી ધ્યાન
સદા આ સાચી વાંણ,
રસરાતાની મેરથી એકદમ, ઉતરી રેહેમ તેનાં દીલ દરમયાન
વારી વારી ગઈ ફીરોજપર કીધી તેની વખાણ,
નમીને કહે છે આ અદલ બયાન, હું આશક તારો જવાન ૪.

## મેરીજન.

કર રહેમ નજર મારાપર ખાલક મારા
મારી જાન—છે કુલ દુનયાંનો તું મુખતાર,
રહેમ કરી મુજ ગુનેગારપર પેલે પાર ઉતાર—ટેક.

૧

મને નથી આસરો કોઈનો સીવા એક તારા
મારી જાન—થજે હવે તું મદદગાર

કરી રહેમની નજર મને કર ભવસાગરની પાર.
રહે નીગેબાંન તુ આ બંદા તાસ્પર
મારી જાન—મને કર આફતમા તું સંહાર,
કરી સાહાર મુજ ગુનેગારનાં સંકટ સરવે તાર.

ઝુલ.

રીધં સીધનાં દાતા તમે છો હરદમ પ્યારા—
મને થજો હાએ આફતમાં માલેક મારા,
મારી જાન—મને દેખાડી દીઓ ધીદાર—
રહમ કરી મુજ ગુનેગારપર પેલે પાર ઉતાર ૨.

૨

જર ધનની નથી દરકાર મને કંઇ પ્યારા,
મારી જાન—તારા દીદારનો ઇનતેજાર,
ગુનેગાર હું બંદો છું જોઈએ તો માર જીવાડ.
ના તરસાવો મને ખાલી માલેક મારા,
મારી જાન—કરો નહીં દુર મને દીલદાર,
ગામ ઘેર મુલકો ને શેહેર કઇ ફરું સાંજ સવાર.

ઝુલ

રહું રાત ને દાડો તારી યાદમાં બેશી,
બંદીસ તવંગર તજ્યા મેં સઉ ખેશી,
મારી જાન—દાદ લે મારી સરજન હાર.
રહમ કરી મુજ ગુનેગારપર પેલે પાર ઉતાર ૨.

૩

પરવર ઇશવર યા હરહર કહું હું તુજને
મારી જાન—વાતો કહું તુજને સુખદાતાર,
રહીમ કહું યા કરીમ કહું યા કહું તુજને કીરતાર.
નહીં તારી ખુબીનો પાર મારા સરદારે,
મારી જાન—છે કુદરત તારી અપરમ પાર,
સર તારી દરગામાં જુકાઊં હરદમ પરવર દીગાર.

ઝુલ.

રહમ નજર તારી કર મારાપર પરવર તું,
વાર મને બકશ તારી હરદમ ઈશવર તું,
મારી જાન —નથી મને કોઈનોબી આધાર—
રહમ કરી મુજ ગુનેગાર પર ૩.

૪

અદલ ઇનશાફ કુલ દુનીઆમાં છે તારો,
મારી જાન—વલી મરકુમ કહે હરબાર,
કર કરે જે તારો ખુદા તે પોંચે તારે દવાર,
જપે નસરવાન નીત નામ જબાંપર તારૂં,
મારી જાન—ફરે નીત આનંદમાં સરદાર,
કહે ફરસરાંમ ખ્યાલ આજ મીજલસમાં નવો લલકાર.

ઝુલ.

કર લાંબો દસ્ત તું ફરદુનજી પર તારો,
ફીરોજ તારા બંદાનો કર છુટકારો,
મારી જાન—અદલના દુશમન થયા ગમખાર,
રહમ કરી મુજ ગુનેહગાર પર પેલે પાર ઉતાર ૪.

## મારી જાન

હું રાતને દાડો રહું યાદમાં તારી,
મારી જાન—ઓ પ્યારી સાંભલ મારી વાત,
દીવસ જાએછે પાહાડ જેવો સો વરશ સરીખી રાત—ટેક.

૧

માં બાપ બેન કે ભાઈ સગા ને વાલાં
મારી જાન—લાગેછે સુનો સકલ સનસાર,
મરવું હવે મેં પસંન કીધુ છે સાંભલ તું દીલદાર.
જર ધન દોલતની નથી મને કંઈ પરવા
મારી જાન—જોઈએતો જલો સઊ ઘરબાર,
ફનાં થાઊં યા રહું કે ઉતરૂં ભવસાગરની પાર.

સુર.

હું કદી જવસ નહીં છોડી તારૂં કાંડું,
બસ તારા ઘર ઉપર માથું મારૂં ફાડું,
મારી જાન—કદી નહીં છોડું તારો સાથ—
દીવસ જાએ છે પાહાડ જેવો સો વરસ સરખીરાત ૧.

૨

કંઈ પરવા નથી મુજને મરવા જીવવાની
મારી જાન—જોઈએતો થાઉં જીવથી ઠાર,
પણ કદી તજું નહીં જગમાં પ્યારી હુંતો તારો પ્યાર.
ચાહે એટલો કરીલે જુલમ તું મુજપર જાંની
મારી જાન—ચાહેતો માર ચાહે જીવાડ,
ચાહે ફનાં કર ચાહે આબાદી ચાહેતો પાર ઉતાર.

ઝુલ્લ.

ચાહે તારે હાથથી મુક ગલાપર ખંજર;

ચાહે તો ધડથી કર જુદું મારૂં સર,

મારી જાન—ચાહે કર મારા જીવની ઘાત,

દીવસ જાએછે પાહાડ જેવો સો વરસ સરખી રાત ૨

૩

કેમ તરસાવી તરસાવી મને મારે છે

મારી જાન—કે હૈડું ધરે કહાં તક ધીર,

ભવાં કમાંન પર ખેંચી પાંપણનો ન માર મુંજને તીર.

તારો તેજી તીર વીંધેછે કાલજું મારૂં

મારી જાન—ગઇ ફોકટમાં લાખો તદબીર,

લાખો તદબીર કરે શું પ્યારા રૂઠો જહાં તગદીર.

ઝુલ્લ.

જલદીથી મોકલ એક પેગાંમ પ્યારા સારૂ,

હું ઉભોછું મલવા કાસદ તારા સારૂ.

મારી જાન—જાની કંઇ વીચાર મન સંગાથ—

દીવસ જાએ છે પાહાડ જેવો સો વરસ સરખી રાત.

૪

કહે નશરવાંન થઈ રહેમ દીલ પેલી નારી

મારી જાન—હરખથી બુમો પાડે છે,

રીત નીભાવી પ્રીતી પ્યાર આશકને દેખાડે છે.

તે માંલેકની ખુબીનો નથી કંઇ પાર

મારી જાન—બનાંવે પલમાં બગાડે છે,

કૃ.શંરાંમ કહે કુદરત તેની હદથી જ્યાદે છે.

### ગુલ

આ જુઠી જગની પ્રીત ઊપર નહીં મરીએં,
બસ ઇશ્ક ખુદાનો હરદમ હૈડે ધરીએં,
મારી જાન—અદલ કહે ધરી એકનો હાથ,
દીવસ જાએ છે પાહાડ જેવો સો વરસ સરખી રાત ૪.

### ખડી.

ચાર સુંદરને આંજે સાંજનાં મેં રાણીનાં બાગમાં જોઇ.
ચાર તરફ ચારોને ફરતી ચાર સુંદર પોશાકમાં જોઇ—ટેક

૧

ચારનો ભપકો ચાર તરેહનો ચારોને પુર બાહારમાં જોઇ,
ચાર નારમાં એક ચતરને કરતી મેં વીચારમાં જોઇ.
ચાર જાતની બોલી બોલતી ચાર તરેહ સીનગારમાં જોઈ,
ચાર સુંદરમાં સુંદર સરસ એક કીધી પસંદ મેં ચારમાં જોઈ,
ચારની પાછળ ગયો હું બી પણ એક નારને લાગમાં જોઈ,
ચાર તરફ ચારોને ફરતી ચાર સુંદર પોશાકમાં જોઇ ૧.

૨

ચાર ચતરમાં ત્રણ સુંદરને પછી મેં મારી આગલ જોઇ,
ચતરા બકાવલી નાર એક મેં મારી પાછળ પાછળ જોઇ,
ચુટકી મારતી ગાયન ગાતી હાથની અંદર કાગળ જોઇ,
ચતર નાર તે હતી ચારમાં શું મેં તેણીની અકકલ જોઇ,
ચંચળ એવી નારને મેંતો ગાતી કોયલ રાગમાં જોઇ,
ચાર તરફ ચારોને ફરતી ચાર સુંદર પોશાકમાં જોઇ ૨,

૩

ચક્કર ઊપર આવે ચક્કર એવાં તેનાં જોબનમાં જોઈ,
ચપલારીથી હસ્તી નાઝુક નાર પોતાના મનમાં જોઇ.
ચકોર નારને દીઠી જાણે સુંદર હુર ગગનમાં જોઇ,
ચાર જાતની ખુશબુ મહકતી મેં તેણીના તનમાં જોઇ.
ચીત તેને મારૂં હરી લીધું બસ એવીનાર મારા ભાગમાંજોઈ,
ચાર તરફ ચારોને ફરતી ચાર સુંદર પોશાકમાં જોઇ ૩.

૪

ચંચલ અચપલ અબલા નારી સ્વરૂપની મેં સુંદર જોઇ,
ચીત ઠેકાણે રહ્યું ન મારૂં વરસ તેણીના પંદર જોઈ.
ચાલ ચાલતી ઠુમક ઠુમકતી પુર જેવરની અંદર જોઇ,
ચતરાઇથી લાયો સુંદરને જઇ અદલ તેનું ઘર જોઇ.
ચતર નાર તન લાગમાં નહીં પણ તેતો તારા ત્યાગમાં જોઈ,
ચાર તરફ ચારોને ફરતી ચાર સુંદર પોશાકમાં જોઈ ૪.

## રંગત ઉઠાન.

કોઇ પીયુને ધુંડવા જાઓ—અગન તનની અમારા બુજાઓ,
જેહેરની જખમને કોઈ રૂઝાઓ—કોઇ પીયુને ધુંડવા-
જાઓ—ટેક.

૧

વનવાસી જંગલનાં પ્રાણી—જઇ ધુંડી લાવો મારો જાની,
પીયુ વીનાં છે દીલને હેરાંની-જીવ તરસે ન ભાવે અનપાણી
પ્રભુજ પ્રતી જઈને મનાવો—કોઈ પીયુને ધુંડવા જાઓ ૧.

૨

જઇને ધુંડો કોઇ જંગલ જંગલ—યાદ આવે પીયુની પલપલ,
જીવ તરસે પીયુ વીન કોમલ—ચડી આવ્યું આફતનું વાદળ,
દુઃખી દીલરાને કોઈ રીજાઓ—કોઈ પીયુને ધુંડવા જાઓ ૨.

૩

ગુમ થયો ગલાનો હાર—કહાં મલશે કહો દીલદાર
થયા જેહેરી જીગર પરવારે—ગમથી હું થઇ લાચારે,
સોહાગણનો કોઈ સાજ સજાઓ—કોઈ પીયુને ધુંડવા જાઓ ૩.

૪

વેશ બદલીને થાઊં હવે જોગન—ભટકુ હુંબી જઈ વન વન,
પીયુ વીના અકારત જોબન—જાએ મારા નીત દુખમાં દીન,
મને નાંહક ના તરસાવો—કોઈ પીયુને ધુંડવા જાઓ ૪.

૫

તારી જુદાઇના લાગા મને ભાલા—કહાં સુધી કરૂં કાલા વાલા,
ફરતાં ફરતાં ઉઠે પગે છાલા—હવે આવી મલોની મારા વાલા,
જરા દીલમાં તરસ કાંઈ ખાઓ—કોઈ પીયુને ધુંડવા જાઓ ૫.

૬

કહે નશરવાં, સમજ અરે શુંદર—તારા દીલમાં જરા ધીરજધર,
ફર્શરાંમ, ફરામ કહે કમતર—અબદુલહુસેન ખ્યાલ કહે ચાતર,
અદલ આશક હવે તમે આવો—કોઇ પીયુને ધુંડવા જાઓ ૬.

સાખી.

ભકતી કર નર ભકતી કર ભગવતને ભજ એક ભાવથી,
જે તને ઉગાડસે કોઈ કાલે જમણા દાવથી.

તરશે સુખ સાગરમાં તું તારા આ સત્ય નામથી,
કહે એદલ ગાવાને બેઠાછું આદર ભાવથી.

## ધોરો.

નામ નહીં કરૂં હરીનુ દુર,
સદા રહું હરી ભજનમાં ચુર,
માપ કીરતીનું ભરૂં હું પુર,
જેથી મારા મુખપર ચલકે નુર.
એદલ કહે ભજ હરનું એક—જે આવે આફત વેલા કામ.

## દેર કલો.

મુવા પછી નેકી ને બદી બેઊ હરદંમ સાથે જાએ
મુરખને એ કયાંથી સમજાએજી. ટેક.

૧

અગર જો મરસે તુંતો રડસે ઘરમાં તારી નાર,
રાખસે શોક તારો દીલદારજી.
કીરયા દાન સઉ કરશે તારો પુત્ર અને પરીવાર,
સગા વીના કોઇ ન કરશે પુકારજી.
જોઇ મુવેલો તુજને રડસે જારજાર તારી માએ,
મુરખને એ કયાંથી સમજાએજી. ૧.

૨

બાપ કહેસે હાએરે હાએ મારો પુત્ર મુવો નવ જવાન,
રાખસે શોક તારો દીલ જાન જી.

ભગની કહેશે હાએ હાએ મારા પ્યારા પ્રાન સમાંન,
કરીશ હું તારૂં ધરમ ને દાન જી.
દોસ્ત આશના રડી રડીને ગમ તારો નીત ખાય,
મુરખને એ કયાંથી સમજાય જી.

૩

જશે જીવ તનમાંથી તો થાશે વાંસ દુની તૈયાર,
રડસે કુળ પરીવાર નવધારજી.
કાકા મામા ભાઈ ભત્રીજા રડશે કુલ દોસ્તદાર,
થશે તારા ગમથી લાચારજી.
જેવી કરશે નેકી બદી તેવી પાછળ કહેવાય,
મુરખને એ કયાંથી સમજાયજી. ૩

૪

નથરવાન કહે માટે મુખથી ઓચર શ્રીપત રાંમ,
કે મુકતી થશે જશે નીજ ધામજી.
ફેરરરામ કહે કેમ ગફલતમાં સુઇ રહયો બેફાંમ,
ફીરોજ કહે પી નેકીનું જામજી.
અદલ બનાવી ખ્યાલ તારા ખ્યાલોની ઉપર ગાય,
મુરખને એ કયાંથી સમજાયજી. ૪

## છોટી

હરઘડી જબાંપર તેનું નામ એક ધરતું,
નર નહીં નકામો થઇને જગમાં ફરતું.—ટેક.

૧

સર ફીદા તારૂં બસ રાહે ખુદાપર કર તું,
પરવરનું નામ એક મુખથી સદા સુમરતું.

૨

પર નીંદા કરીને નહીં નકામો મર તું,
હર હર મુખથી ઇશ્વરનું નામ ઓચર તું.
કર જોડી હરીના ધ્યાનમાં રહે દીલબર તું,
નર નહીં નકામો થઇને જગમાં ફરતું. ૧

૨

મન ફીદા તેનાપર કરીને ફર ચાતર તું,
મન મગન કરીને ધર સાહેબનો ડર તું.
ધન જરને વીસારી ફર જગની અંદર તું,
ગણ એક તેને કર સફા આ મન મંદર તું.
જરપર પતરાજી ઠાલી ન કર અએ નર તું,
નર નહીં નકામો થઈને જગમાં ફર તું. ૨

૩

નહીં ભુલ તેને આ દીલથી એક પલભર તું,
લઇ નામ સદા મુખપર રહેજે ખુશતર તું.
કરી માશુક તેને થા આશક તેપર તું,
થઈ નીતીમાન નીતીને નહીં વીસર તું.
તરકટ લાલચ સહુ તજીને પાર ઉતર તું,
નર નહીં નકામો થઇને જગમાં ફર તું. ૩

૪

કરી યાદ હરીની વૈકુંઠ સીડી ચહડ તું,
ડરી પાપથી પાર ઉતરજે સુખ સાગર તું.
ખરી મન્નસની કહે નસરવાન વાપર તું,
ભરી સભામાં કહે ફરરરામ ભજ હરહર તું.
ભર સનદ ખ્યાલમાં હવે અએ અરદેશર તું,
નર નહીં નકામો થઇને જગમાં ફર તું. ૪

## ચોતાલ.

સુંદર નારી, સુંદર નારી, સજી સાજ જરતારી
સહેલી સાથે, મારી જાન–કરતી વાતે, ચાલી કુવાપર પ્યારી.

૧

ભરવા પાણી, ભરવા પાણી, નીકલી મોહેના રાણી
ઠુમકતી ચાલી, મારી જાન-નખરાંવાલી, છેલછબીલી જાની.
દોલ રૂપાની, દોલ રૂપાની, ગાગર ધરી સોનાની
બેડાં માથાપર, મારી જાન-લઈને સુંદર, ચાલી સહેલી થાની.
મુખથી કાહાડી, મુખથી કાહાડી, શીરી જબાંની સારી
સહેલી સાથે, મારી જાન—કરતી વાતે, ચાલી કુવાપર પ્યારી.

૨

મલી એકંદર, મલી એકંદર, કુવાની ઉપર સૈયર
કરતી કલકલ, મારી જાન—વલી ભરતી જલ, મગન થતી
સહુ સુંદર.
એટલાં અંદર, એટલાં અંદર, છેલબટાઊ દીલબર
આવી કુવાપર, મારી જાન-ખુબ કરી નજર, મોહનાનો ધર્યો કર.
પ્યારી મારી, પ્યારી મારી, મને છે ઈનતેજારી
સહેલી સાથે, મારી જાન—કરતી વાતે, ચાલી કુવાપર પ્યારી.

૩

તેને સમજાવી, તેને સમજાવી, બટાઊએ ખુબ મનાવી
વાત મનની કઇ, મારી જાન-બહુ નસીહત દઇ, મોહનાને
લલચાવી.
પ્રાણ બચાવી, પ્રાણ બચાવી, ન કર ખરાબી આવી

સમજ કંઇ મનમાં, મારી જાન-મારા તનમાં, કેમ અગની
સલગાવી.

નકર ખુવારી. નકર ખુવારી, આપી મને લાચારી
સહેલી સાથે, મારી જાન—કરતી વાતે કુવાપર પ્યારી.

૪

ઘરમાં તેડી ગઈ, ઘરમાં તેડી ગઇ, મોહેના અંજાણી થઈ
વેશ બ્રામણનો, મારી જાન-દઇને મનનો વીચાર પુરો કીધોસઈ.
મોહેના મલકાઈ, મોહેના મલકાઈ, કહે સાસુને હરખઇ
પીયરથી આજે, મારી જાન-મારે કાજે બ્રામણ આવ્યો
નોતરૂ લઇ.

સાસુ બીચારી, સાસુ બીચારી, કરવા લાગી તૈયારી
સહેલી સાથે, મારી જાન-કરતી વાતે, ચાલી કુવાપર પ્યારી.

૫

જમવાને ફરી, જમવાને ફરી, બેઠા ગોર તે ઘડી,
કહે બીસમીલ્લા, મારી જાન-યા રસુલલ્લા, સમજીને સાસુ ડરી.
મોહેનાને ધરી, મોહેનાને ધરી, કહે સાંભલ સુંદરી,
આતો છે મોમીન, મારી જાન-લાવો એકીં, વાત કહુંછું ખરી.
મોહેના યારી, મોહેના યારી, યારની ઉરમાં ધારી,
સેલીઊ સાથે, મારી જાન-કરતી વાતે, ચાલી કુવાપર પ્યારી.

૬

મોહેના રૂપાલી, મોહેના રૂપાલી, લઈ સાસુને હાલી,
ગઇ તે મંદર, મારી જાન-સમજે સહુ નર, કસમ લેવાને ચાલી.
મોહેના બાલી, મોહેના બાલી, હતી અકલમાં આલી,
જઈ દેવલમાં, મારી જાન-લીધો પલમાં વેશ સાધુનો ખાલી.

ધક્કો મારી, ધક્કો મારી, બટાઊને દીધી ગાલી,
સેલીઊ સાથે, મારી જાન-કરતી વાતે, ચાલી કુવાપર પ્યારી.

૭

સાસુ સીખામણ, સાસુ સીખામણ, દેવાને લાગી સજન,
વહુજી આતે, મારી જાન-કોણ છે જાતે, કરોની સાચુ વરણુન.
અંજાણી તદન, અંજાણી તદન, સાસુજી મારે મન,
કસમ હું લઊં છું, મારી જાન—તમને કહું છું, સાસુ માનો
સત વચન,
તેટલાં સવારી, તેટલાં સવારી, પતીની આવી ભારી,
સેલીઊ સાથે, મારી જાન-કરતી વાતે, ચાલી કુવાપર પ્યારી.

૮

પતીને ખબર, પતીને ખબર, કીધી સાસુએ ચાતર,
સમજે દઈ કાને, મારી જાન, ધરી ધ્યાને, કીધી નહીં તેને ખબર.
તેનો પતી જબર, તેનો પતી જબર, લઇને હાથમાં ખંજર
જોઈ બટાઉને, મારી જાન-કહું છું સહુને, ઠાર કીધો તે અવસર.
યારને મારી, યારને મારી, મોહેનાને ધીક્કારી
સેલીઊ સાથે, મારી જાન—કરતી વાતે, ચાલી કુવાપર પ્યારી.

૯

લઇ તેની લાસ, લઈ તેની લાસ, ચેહે કરી મોહેનાએ ખાસ
યારની સોડે, મારી જાન—બલી જોડે, ટુટી બેઉની આશ.
કહે જ્ઞાંનીદાસ, કહે જ્ઞાંનીદાશ, દુશમનો થયા નીરાશ
મહેરવાન જ્ઞાંની, મારી જાન-કહેછે કહાણી આએ કુરાંમ ઉરદાસ.
અહલ પુકારી, અહલ પુકારી, ગાએ જવાબ લલકારી,
સહેલી સાથે, મારી જાન—કરતા વાતે, ચાલી કુવાપર પ્યારી.

## ખડી

ભર ચોમાસે અખાડ માસે એક મેંડક ડોળા પલકાવ્યા,
ઊચો નીચી ડોક કલીને છાંટુદાસને છલકાવ્યા.—ટેક.

૧

એક દીવસને સમે છગન છાંટુદાસ ઘરથી નીકળ્યા બાહાર,
ઠસંક ઠસંક ચાલ્યા ચસંક બની ઠની બહુ ભપકાદાર.
મળી સામને મેંદક રાણી તેને જોઇને કીધો વીચાર,
નીચી ઊંચી ડોક કરે છે શા સારૂ આ નાજુક નાર.
શું આ મારો ભપકો જોઇને મોહી પડી મુજપર દીલદાર,
હુંબી એનાપર પ્રસંન થયોછું લાગી પ્રેમની મને કટાર.

## છોટી

એવો મનસુબો કરીને ઘરમાં આવ્યા,
પુછે છે બાયડી પતી ખબર શું લાવ્યા.
જળ પતની રાંણીએ કીધી મારાપર માયા,
એમ કહીને છાંટુદાસ ઘણા હરખાયા.
બાયડી કહે તમે વરો રાંણીથી એમ કહી બહુ મલકાવ્યા,
ઊંચી નીચી ડોક કરીને છાંટુદાસને છલકાવ્યા.

૨

બાયડી કહે જો પરણશે એથી તો પતીબી રાજા કહેવાશે,
રાંણી સરખી મારી શોખ થશે તો પછી દુખ શાનું થાશે.
હુંબી રાજાની રાણી કહેવાઇશ વળી જગના લોક મુજને ચાહસે,
સુખ શાંતીનું મુળ થશે અને દુખના દી નાશી જાશે.

મહેલની અંદર મોજ મજાંમાં રહીશું પછી બારે મારો,
શીરાપુરીપર રાખશું વાત સહુ પુરી થશે મનની આશે.

છોટી

કહે બાયડાં પતી તમે જલદી થાઓ ત્યારે,
જઈ તુરત તેને લઇ આવો આપને દવારે.
મારી શોખનને જોવાની હું ઉમેદવારે,
હું ઉભી છું ઈનતેજાર જોવા દીદારે.
ભુલ્યા ભુલ્યા ભમ્યા પતી પણ સાથે કેમ નહીં લઈ આવ્યા,
ઊંચી નીચી ડોક કરીને છાંટુદાસને છલકાવ્યા.

૩

જળ પતનિ શણીને તેડવા ચાલ્યા છાંટુદાસ ભપકો કરી,
મળી ન સાંમે મેંડક રાંણી ત્યારે દીલમાં ગયો ડરી ડરી.
પગે ફફોલા ઉઠયા તોપણ ઢુંડવા લાગા ફરી ફરી;
એમ કરતાં એક બીજી મેંડકી અંતે સાંમને મળી ખરી.
જોઈ જ્યારે મેંડકીને ત્યારે જીવ તેનો બસ ગયો ડરી,
પુકાર કરીને કહે રાંણીજી ચાલો મારો હાથ ધરી.

છોટી

દુર નાસવા લાગી મેંડકી કુદકો મારી,
તેને જોઈને છાંટુદાસે ખુબ પુકારી.
કેમ જુદાઈ કરે છે મારેથી તું પ્યારી,
ચાલ મારી સાથ ધર હાત ઓ સુંદર મારી.
અંતે પકડી નાખી ખીસામાં કેદ કરીને ઘર લાવ્યા,
ઊંચી નીચી ડોક કરીને છાંટુદાસને છલકાવ્યાં.

૪

મેંડકને જોઈને ઘરમાં બાયડી પીટવા લાગી ગઇ,
હાયરે મારા પીટયા તારી મતી આજ કયાં ગુમ થઈ.
અએ મુરખના રાજા એની સાથે કેમ કરશે સગાઇ,
લોક લાજનો કરતો નથી ડર કૃરશે નાક શું જગમાં લઈ.
માની ન કાંઈબી વાત છાંટુદાસ બોલ્યા બાયડીને દમ દઇ,
મારી વાતમાં નડશે આડી તો પડીશ હું ખ્યારી કુવે જઈ.

છોટો

નહીં માની છાંતુદાસે કોઇની વાતે,
પરણું નહીં ને પરણું તો મેંડકી સાથે.
પછી ગોરને તેડી લાવ્યા જઈને જાતે,
ગોરે આવી કીરીયા કીધી પોતાને હાથે.

આશીરવાદ દઇ ગોરે બેઉનાં દુધમાં હાથ પગ ધોવડાવ્યા,
ઊંચી નીચી ડોક કરીને છાંટુદાસને છલકાવ્યા.

પ

આવો ઢોંગ જોઈ રોવા પડી ગઈ ઘરમાં છાંટુદાસની નાર,
એટલામાં ત્યાં બીજો ઢોંગ એક મચી ગયો સમજો સતસાર.
સ્રીની છાતીપર કુદકો મારીને મેંડક રાંણી થઈ સવાર,
તે જોઇ છાંટુદાશ કહેવા લાગા આતો નર છે મુંજી બદકાર,
મારી બાયડીપર નજર બગાડી જીવ લઉ એનો આ વાર,
એટલું કહીને કાડયું ખાસડું પગ અંદરથી સમજો બાહાર.

## છોટી

મેંડકપર પડીઓ પછી માર બહુ ભારી
એક પલમાં થઇ ગઇ તેના જીવની ખ્વારી.
મેંડકની લાસપર કરવા લાગા જારી,
પછી વાંસ દુનીની કરવા લાગા તૈયારી.

રાંમ બોલો ભાઈરાંમ એમ કહી મેંડક રાયને નવડાવ્યા,
ઊંચી નીચી ડોક કરીને છાંટુદાસને છલકાવ્યા.
સારા ગામમાં છાંટુદાસનો જગે જગે થયો પોકારો,
ભેગી મળીં સહુ પંચ પોતાની કરવા બેઠી છુટકારો.
વીચાર કરીને કેવા લાગા એવો પંચનો છે ધારો,
જીવતી નાર પર નાર કરે બસ તેને ન્યાત બાહેર કાઢો.
પંચ કહેછે સાંભળ છાંટુદાસ સીદ્ધ થયો ગુનો તારો,
મુકયો પંચે નાત બાહાર તેને સમજે સરવે નર નારો.

## છોટી

બે ફીકરા ફરવા લાગા છાંટુદાસે.
કહેનશરવાનસહુપુરી થઇ તેની આસે,
ફર્શરામ કહે આ ખ્યાલનવો કર કયાસે,
તું આવ્યો હાથમાંઆજ હવે કયાં જાસે.
"આદલ" કહે કંઈ લાખ જવાબો બનાવી તુજને સમજાવ્યા,
ઊંચી નીચી દોક કરીને છાંટુદાસને છલકાવ્યા.

## શીકસ્તો

અરે ઓ જાની લે સમજી કહાંની તું પડતી મેલી દે વાત અરધી,
આવી ખોળા પર તું બેસ મારા હવેતો બાકી છે રાત અરધી.
આ જીવને નાં સતાવ નાંહક ના બનતી મુજથી બેમાન દીલબર,
આ હાથ ને પગ ધુંજે છે થરથર હવે નથી રઇ તાકાત અરધી.
આ પ્રાણ કરતાંબી તું છે પ્યારી મારૂં તંન મંન છે વારી તું જપર,
અગર ચાહેતો તું જીવલે સુંદર પણ કરતી નાં મારી ઘાત અરધી.
આ પ્રાંણ મારો છે સદકે તુજપર અકલ દીવાની છે સાથ અરધી,
આવી ખોળા પર તું બેસ મારા હવેતો બાકી છે રાત અરધી.

૧

અજબ મને લાગે છે કહેવાને ક?? નથી તારા દીલનો અંદર,
આ મારા અરધા જખમપર અકસર દવા દેતું તારે હાથ અરધી.
અગર જો રહમ તારા દીલમાં હોયતો રહમ કરીને બચાવજે સર,
આ મારા જખ્મોની પર નજર કર દયા મને કર ખેરાત અરધી.
અગર થશે બેકદરતુ મુજથી તો મુજથી થાશે તું માહાત અરધી,
આવી ખોળા પર તું બેસ મારા હવેતો બાકી છે રાત અરધી,

૨

અફળ ન થાતી ન પાછી જાતી ન કરતી કોઈને આ વાત જાહેર,
આ ગરદંન ઉપરતું માર ખંજર ન તો દે મુજને કબુલાત અરધી.
અગર ઓ જુલમી જુલમ જો કરશેતો જીવની પરવા નથી રતીભર.
આ દંમ અગર થાશે મારો આખરતો ખાશે જગની તું લાત અરધી
આવી ગલાથી લગાડ મુજને હશે છે જોઈ સરવે જાત અરધી,
આવી ખોળા પર તુ બેસ મારા હવેતો બાકી છે રાત અરધી.

૩

અગર થશેબેવફા તું મુજથી તો જાન આપસહું તારે ખાતર,
અફરમી અકલની એ ખબર નાંમે થાશેજગમાંપ્રખ્યાતઅરધી.
અંત સમે લોકો ભુંડું કહેશે તે માટે આવીને હાથ તું ધર,
આ મારા હાથોમાંતારો લઈકર ચુંમસહું સાંભળસજાતઅરધી.
"અદલ" કહે તુંને કહેતાં કહેતાં થવા આવી છે પ્રભાત અરધી,
આવી ખોળા પર તું બેસ મારા હવેતો બાકી છે રાત અરધી.

ખડી

આજ કાલના એશકી ફાંકડા ફરે કેવા થઈ તરીમ તરાક.
કાજ કરે તજી લાજ અનીતના રાખે ન કોઇનો ધાક જરાક।

૧

થઇ સાંજકે બેંડસ્ટેડ પર ખુબ મજેથી વૉક કરે,
લઇ માશુકનો હાથ બગલમાં ધે ઈંગલીશમાં ટૉક કરે,
જઇ બેકએ ત્યાંથી લેહેરી ખુબ લેરમાં જોક કરે,
નહીં ખીસામાં જુઓ તો કોડા મલે ન એવો શોક કરે,
સાજ બદન પર કોરો કકરતો રોકડ મારવાડીના ગરાક,
આજ કાલના એશકી ફાંકડા ફરે કેવા થઇ તરીમ તરાક

૨

એક કોડીનો પગાર તેનો ખરચ કરે ત્રણ કોડીનો,
ટક તો રાખે બાહાર ને ઘરમાં વાખો ઈંડા પુડીનો,
બેક બેક થાએ બેવડો ચારનો આનો ભજીઆ પુડીનો,
છેક અંતપર આવે વાતતો કરેછે સામાન જુરીનો.
પાજનો ડગલો ગલે ગલેમંદ વોંકીંગ સ્ટીક લઈ ચાલે ટચાક
આજ કાલના એશકી ફાંકડા ફરે કેવા થઇ તરીમ તરાક

૩

માય કહેછે દીકરો મારો કમઉ પુતર પર જાઉં વારી,
જાએ દેપારે વેપાર કરવા હાથી દાંતનાં વેપારી,
થાએ ખીસા ખાલી તો જણસ બાયડીની આવે ગીરવે મારી,
ખાએ પછી નીત પડીપીડને વગર ભાડેની જઇ વાડી,
દાજ ધરે પરને તર જોઇને કહે મરો એવા નાપાક,
આજ કાલના એશકી ફાંકડા ફરે કેવા થઇ તરીમ તરાક

૪

વળી કહે મરકુમ હવે તું રોક હઇયાંથી તારી કલમ,
તળી ગયા કઈએક દુશમન ખાઇ નશરવાનનો તેજ જખમ,
અલી અબદુલ કહે તૈઅબઅલી હવે કર્શરામ કર હાલ ખતમ,
છળી ગયા કંઇ એક દુશમન જોઈ બલી જલીને થયા ભસમ,
તાજ અદલના સરપર કલગી જેને નહીં શતરૂનો ધાક,
આજ કાલના એશકી ફાંકડા ફરે કેવા થઇ તરીમ તરાક.

## ઝડકી

તમે આવો ભાણા ભટ, શેઠ બોલાવે છે ઝટ,
રાખી શેઠાણીનો વટ, ઝટ થાવોની તૈયાર.
જાઓ બજારની માંહી, વરદી શેઠની શમજી ભાઇ,
શેઠના સાલાની સગાઇ, કરે શેઠાણી દીલદાર.

૫

ભાત ભાતની તરકારી, જોઈ લાવો સારી સારી,
નામ દઇજે વીસ્તારી, સમજો ગુની જન;

દોધી પપેટા ને દાંગર, તાંમોટા કારી ફુલાવર,
કાબી બીટરૂટ ગાજર, ભેગું લાવજો સુરન;
ભીંડા ગલકાને તુરઈ, ભાજી મેથી ને ચોલઇ,
પાલક ખટુંમરો સવઇ, લેજો મીઠો સકરકન;
સફેદ કોલું ગુવારફળી,કમરખ કરમદા બીલમરી,
ત્રણ દોઢીઓનો ભાવ કરી, મણ લેજો ત્રણત્રણ.
કાંદા રતાળુ કારેલાં, ફનસ લેજો તેની ભેલાં,
ખાસર્યા ને કાચાં.કેળાં, દજન લેજો ચાર ચાર;

૨

વેગના તુરીયાં ને રે લોરી, વલોર ગ્રીનફ્રીશ ને ચોરી,
દબલ બીચ જોઇ થોડી, લેજો કાકંડરી તેની સાથ.
વળી વાલ ને વટાણા, ચણા ચોરા મઠના દાણા,
મગ જોઈને મજાના, પાએલી ભરી લેજો સાત.
સીંગ લેજો સરગવાની, હાતી ચોક વટાણાની,
ભાજી ગોલ ને સુવાની, લેજો ચોધારીબી ભાત.
ઉલકર ફ્રેંચબીચ જાની, સલગમ કંટોલા સુકાની,
જોઈ કવરાબીચ મજાની, સાથે લેજો ભાત ભાત.
પંદોરા ભાજી મુલાની, માચોની ને તાંદલ જાની,
ફરદ સુકાં જુમકરાણી, જુડી લેજો બાર બાર.

૩

લાવજો ભાજી ટાંદળાની, અલુ માથ ને દાંભાની,
કોઠી મદાંની જુદી વાણી, કાચાં ચીભડાં લેજો ખાસ.
મુરા વેલાતી લશન, લીંબુ કેરી એક દજન,

રાઈ મોધરી પા મણુ, પાપડ ઇંગના પચાસ.
કુદનો લીલો હલદર, મીઠો લીમડો લેજો તર,
સારી કરજો કચુંબર, નાખી ચટણીમાં તીખાસ.
ઝટ બજારમાં જાઓ, લોટ ચણાનો લઈ આવો,
વડા કચોરી બનાવો, પુરી કરી સહુની આશ.
પુરણ પોળી કનસાર, ભજીયાં ખુબ મસાલાદાર,
સીરો પુરી સ્વાદદાર, ત્યાર કરો જલદી યાર.

૪

સમજી કારભારીની વાત, ભટ ભટાની બે સાથ,
ધરી એકકનો હાથ, ગયા બજારે જવાન.
લાવી તરકારી સઉ જોઇ, સાફ સુફ કરી ધોઇ,
ભટે પકાવી રસોઇ, જમવા બેઠા સઉ દીલજાન.
જમ્યાં શેઠ ને શેઠાણી, ઉઠી પાંત મોટી નાની,
ખુશી થયાં બેઉ ભટાની, કહેછે નશરવાંન.
અબદુલહુશેન ફરશરામ, ગાએ તરકારીના નામ,
ગુની ગાજો વાણી આંમ; ખુબ રાખી ગ્યાન દયાન.
કહે છે અદલ જવાબ, તારા છંદનો શીતાબ,
હવે બંધ કર કીતાબ, ન કર ખાલી તકરાર.



## ઝડફો

નાચે કુદે ખાસો આંમ, ઉડે બેસે ઠામે ઠામ,
નીર ભુમી ને મુકામ, પશુ પંખી સવાઇ;
નામ અનેક અનંત, જ્ઞાની સમજો બળવંત,
અદના આલા સાધુ સંત, ને બતાવું આજ ગાઇ—ટેક.

૧

બુલબુલ પોપઈયાં કાબર, તીતર તુટી ને ઘેરીદર,
મેનાં પોપટ ને કબુતર,પેનસો કાગદયો કુમાર.
કાગ કરીયાદી તીટવન, ધુલર વનવાંદરી કાકન,
હાંથી ઊંટ ને હરણુ, ગાયે કોયલ મલાર.
બાજ હોમાં ને દાદુર, કુલંગ નુંરીનુ નુર,
ઢેચાં હીરામલનું સુર, પુર ઝડપ્યાંની બાહાર.
બગલો સારસ પારસ પાહાડી, ગંમરફોડોને કચીદી,
ચકવો ચકવી ને બીલાડી, હબકો મુરગાબી ને ધાર,
ગરૂડ સીમુરગ ને મોર, લકરકોરો કરા ભોર,
હંસ તીતો કરે શોર, સમજે વન માંહી.
નામ અનેક અનંત, જ્ઞાંની સમજે બળવંત,
અદના આલા સાધુ સંત, ને બતાવું આજ ગાઈ.

૨

ચાતવા તરકી અને લીલ, ઊડે ગગન ઉપર ચીલ,
હરીઓ કરે કીલ કીલ, મુખથી ભારી.
રાતરો કાકાટઉવો ઢેલ, ખુબ કરે તીતોરી ગેલ,
રાખી જલ કુકડીથી મેલ, કરે કીલ કારી.
સકરો બતક ને હોલો, ભાલું તુડી કોલી કોલો,
વાંદર વાંદરી જોડા ભોલો, કરે રોજીંદી સવારી.
લહુવો મરઘો મારે બાંગ, ગીદ ઉડે ભારી આંગ,
બરૂ ખરગોશ ને માંગ, ભારી જુડનાં શીકારી.
ચીતા વાઘ સીંહ ને ઊંદર, રીંછ મેંઢા ભારા દુકકર,
ગેંડા ગોધો પાડા ખચ્ચર, કુતરી કુતરો જોડી ભાઈ.

નામ અનેક અનંત, જ્ઞાની સમજો બળવંત,
અદના આલા સાધુ સંત, ને બતાવુ આજ ગાઈ.

૩

બકરા બકરી અને બેલ, મુખથી ભાંડે એલ ફેલ,
ઘોડા ઘોડી કરે સેલ, સાંબર દોડે દીશા ચાર.
સસલો ફાલું પાડા માંકડ, સરડા નોળ્યો વીછી ચાતર,
સરપ ખલેડી ને ચાંચડ, મછર કરેછે પુકાર.
તીડ મંકોડી કંસારી, દાંસ કીડી ધોળી કાળી,
જું પાટલા ઘોઈ બીચારી, જેનો સીસોલીયું સરદાર.
ભમરો ધુંમે ધુંમ ધુંમ, આગીઆ હીર કીડાની ઝુમ,
સમજી પતંગ્યા થાએ ગુમ, નહીં પહેરાનો પાર.
કમલો કરોળિયા ને ખર, મેંડક પાણીની અંદર,
સુસવાટ ચાલે સરસર, જલમાં કરી ધાઈ ધાઈ.
નામ અનેક અનંત, જ્ઞાની સમજો બળવંત,
અદના આલા સાધુ સંત, ને બતાવું આજ ગાઇ,

૪

અબ્બર તુરીને તરસ, ભારી કંગારૂ નરસ,
જેને માંખીનો ચરસ, બાંગ મારે ગોરખર.
ગાઈ ધોલી અને કાળી, ખીશકોલી છે ભોલી ભાલી,
ખીલ મોકરીની લાલી, કાચબો પાણીમાં જબર.
સાવાં અરારયાંની હાર, બાંગા કુબક મલાર,
શાર્ક મગરમછનો માર, ભારી જલ અંદર,
કાન ખજુરોછે ઝહેરી, જેને દસે તેનો વેરી,
મધ થાંખી કરે ફેરી, નીત મધની ઊપર.

કેહેછે નશરવાન, ફરશરાંમ ગાએ જ્ઞાન,
જવાબ દીએ અદલ જવાંન, કરી સરસાઇ.
નાંમ અનેક અનંત, જ્ઞાની સમજો બલવંત,
અદના આલા સાધુ સંત, ને બતાવું આજ ગાઇ.

## રંગત નાટકની.

૧

આવી આ જગ દરમ્યાંન, અરે નાંદાંન,
તજી લાજ અનીતનાં કાજ કરી તું કેમ રયો અંજાન.
દીધો જનમ તને મા તાતે, રહી દુઃખમાં તારી સાથે,
ઉછેરી પોતાનાં હાથે, કંઇ કંઇની સમજીને વાતે.
તને કીધો પછી નવ જવાંન, અરે નાંદાંન.

૨

કીધી ઝર ધનની ખ્વારી, એમ ધારી,
મારૂં બાળ થશે નવ જવાંન પછી ખાસે કદર હમારી,
છાતીએ દાબી દુધ પાએ, તને રમતો જોઇ મલકાએ,
ખવરાવી તને પછી ખાએ, અતી પ્રેમથી તુજને ચાહે.
ગણે પ્યારા પ્રાણ સમાન, અરે નાદાંન.

૩

જયારે આવી તને નવ જવાંની,—અરે જાંની
ભુલી માત તાતના ગુણ કીધી આખર તે બેઈમાની,
ફસી મોહ માયના ફંદમાં ફરયો ભુલો ભલો થઈ મનમાં,
રમવાને લાગો જર ધનમાં, કીધી બેઇમાંની બચપનમાં,
થયો આખર તું બે ઈમાંન—અરે નાંદાન

૪

જે ગુંધથી ફુરી જાએ—અરે હાએ
કહે નસરવાન કેમ કરી એવા પાપીનો છુટકો થાય,
ફ્રરશરાંમ કહે લલકારી, નહીં મુકો હરને વીસારી,
કહે રૂશતમ રંગત ન્યારી, શાહા દીન મારે કટીયારી,
ગાએ "અદલ" જ્ઞાન ગુણવાંન—અરે નાદાંન



## મારો જાન

કુલ જ્ઞાંનો પર છે સવાલ મારો ભાઈ,
મારો જાન—કરો કંઇ વીચાર દીલદારો,
પુરા ગુરૂનાં ચેલા હોગનો જવાબ દીઓ મારો—ટેક.

૧

એક નવી નવાઈનો મરઘો જોયો આજે,
મારી જાન—જ્ઞાનીઓ સમજો તેનો સાર,
મરઘો મુકે ઇંડા થાએ મરઘી મરઘા પર સ્વાર.
તે ઇંડાની માંહેથી નીકળે કબુતર ધોળાં,
મારી જાન—ભેદછે ખરેખરો દીલદાર,
મરઘો મરઘી કોણ ઇંડા ને કોણ કબુતર યાર.

### ચાલ

પેલી મરઘી મરઘા ઉપર સદા રહે ચડતી,
મરઘાને મરઘી પલભર નહીં વીસરતી.
મારી જાન—ખોજ કંઈ મનમાં કરો યારો,
પુરા ગુરૂના ચેલા હોયતો જવાબ દીઓ મારો.

૨

એક બીજી અમલા જોઈ નાજુક નારી,
મારી જાન—સાંભળો તેની કહું કાહાણી,
ઊમર નારની વરશ સાતપર સાત એક મહીનાની.
તે સાત ફરાગે દાણો ખાએ એક વેરે,
મારી જાન—કાન દઇ સમજો દીલજાની,
રાત કુવાભરી મુતરે સમુંદર સાત પીએ પાણી.

ચાલ.

સાત અધગી ભરીને અઘે નાર એક પલમાં,
તે નાર બતાઓ હમને તમે દંગલમાં.
મારી જાન—શાંની કંઇ મનમાં વીચારો,
પુરા ગુરૂના ચેલા હોય તો જવાબ દીઓ મારો. ૨

૩

એક તીજો ભેદ કહું નવાઇ સરીખો તમને,
મારી જાન—વાતપર ધરો તમે સઊ ધ્યાન,
ચકલો ચકલી મોજ કરે બેઊ માળાને દરમ્યાન.
ચકલીને મહીના રહયા પેલા ચકલાનાં,
મારી જાન—તેમાંથી અવતરયો એક સાંન,
સાંન ઉપર થઇ બકરી સવાર કહું સમજો ચતુર સુજાણ.

ચાલ.

પેલા સાંને જણુયો પાડો સત કહું તમને
તે પાડો તમારો પાસે બતાવો હમને,

મારી જાન—જુવેછે તેને નર નારો,
પુરા ગુરૂના ચેલા હોયતો જવાબ દીઓ મારો. ૩

૪

વળી ચોથા ભેદની મતલબ પુછું તમને,
મારી જાન—જોયું મેં અજબ એક તીતર,
પગે ઉડે છે પાંખે ચાલે છે ગાંડે ખાએ દીલભર
તે નવાઈ સરોખું તીતર બતાવો હમને,
મારી જાન—સદા છે તે તમારી હાજર,
નશરવાન મરકુમ કહે દેઓ જવાબ તમે શાહેર.

ચાલ.

સમજી ગજરાસે શાહેર જે હશે કાચા,
અને જ્ઞાંની હશે તો જવાબ દેશે સાચા.

મારી જાન—"અદલ" કહે ધરજો સધીઆરો;
પુરા ગુરૂના ચેલા હોયતો જવાબ દીઓ મારો. ૪

---

## લંગડી

ના કરતા ઇતબાર યાર દીલદાર નારનો કોઈ દીલજાન.
યારને ખાતર લીધો એક ખુની નારે ભરથારનો પ્રાણ—ટેક.

૧

વાત કહું એક રજપુતની તમે કાન ધરી સમજો દીલદાર,
સતવાદી ને હતો પાકો તે ઘણો સમજે નર નાર.
ગંગા નામે હતી સતી પતીવરતા નાર, એક તેની યાર,
જીવથી વધારે નારને ગણતો હતો તેનો ભરથાર.

આંખોથી તેને દુર નહીં કરતો તો તેનો દીલદાર લગાર,
પ્રેમ પ્રીતમાં હતો ગરકાવ વાહાલો ભરથાર અપાર.

## શેર.

પ્યારમાં થઈ ચુર ચાહાતો તે પોતાની નારને,
જર ને ધન તનમનથી જયાદા ગણતો તેના પ્યારને.
બંનેજણાં આનંદથી લેતાં હતાં સંસારને,
સ્રીને પતી ચાહાતો ને ચાહતી સ્રી ગલાના હારને.

ભોલો પેલો ભરથાર નારને ગણતો પોતાન પ્રાણ સમાનઃ
યારને ખાતર લીધો એક ખુની નારે ભરથારનો પ્રાણ.

૨

તીરથ વાસી થયો પતી એક વેળા મુકી પેલી નારીને,
દીધો દીલાસો ભોળા ભરથારે પોતાની પ્યારીને.
કાંમ ક્રોધ મદ લોભ મોહ વશ કરીશ પાંચોને મારીને,
પાપની મુકતી કરીશ સરપરથી ભાર ઉતારીને.
ત્યારે નારી કહે પતી તમે જઈ ભુલશો મારી યારીને,
ઝુરી ઝુરીને મરીશ હું તજી આ દુન્યાદારીને.

## શેર.

દઈ દીલાસો નારને સમજાવી કંઇએક વાર બહુ,
ગોદમાં દાબી કીધો પ્યારા જીગરપર પ્યાર બહુ.
લાગો રડવા પતી મનમાં થઈ ગમખ્વાર બહુ,
જોઇ પતીને રડતો નારે ત્યાં કીધો પોકાર બહુ.

રૂખસત લઇ નારીથી ચાલ્યો પતી તેના સમજો દઈ કાન,
યારને ખાતર લીધો એક ખુની નારે ભરથારનો પ્રાણ.

૩

એક દીવસને સમે પેલી નારીની મતી સહુ ગઇ મારી,
ભુલી પતીને લાગી કરવાને યારોથી દીલદારી.
ઘરમાં બોલાવવા લાગી યારને છાંની કરી મીતરાચારી,
પ્યાર પતીનો ભુલી કુકર્મ લાગી કરવા જારી.
વહાલા પતીને વીસારી દઈને જાર કરમમાં રહી નારી,
ડરી ન દીલમાં યારને આપી પોતાપર મુખત્યારી.

## શેર,

એએશ ને અશરત પછી કરવાને લાગી નારજી,
રોજ આવે જાએ છુપીઓ ઘરમાં તેનો યારજી.
એટવામાં તેનો આવ્યો પતી તીરથ કરી દીલદારજી,
સમજી ખબર દીલમાં થયો પેલો યાર બહુ ગમખારજી.

નારી દીલાસો દેવાને લાગી ફીકર ન કર એ મારા જાન,
યારને ખાતર લીધો એક ખુની નારે ભરથારનો પ્રાણ.

૩

એક દીવસ ભર ઊંઘમાં પતીને જોઇ યારને લીધો સાથ,
તીક્ષણ ખંજર ખુની નારીએ તુરત એક ધરીયું હાથ.
ભોકી ગલામાં આરપાર પેલી નારે પતીનો કીધો ઘાત,
દયા ન આણી રાંડ નહીં જરા ડરી મનમાં કમજાત.
પ્રાણ ખોયો તેનાં પ્યારા પતીએ તરફડી તરફડી સમજો ભ્રાત,
લાશ ભુમીદા કીધી ચુપ ચુપ જેવારે થઈ મધરાત.

## શેર.

મરકુમ વળીકહે નારનો ઇતબાર કહો હવે ક્યાંરહયો,
બેવફા સ્રીથી જીવ ભરથાર ભોલાનો ગયો.
નશરવાન કહે સ્રીને ભરોસે ઠાર તે જગથી થયો,
ફરશરામ ખ્યાલ નસીહત કારણે આજે કહયો.
"અદલ" કહે લલકાર નાર તલવારની સમજો ધાર નીધાંન,
યારને ખાતર લીધો એક ખુની નારે ભરથારનો પ્રાણ.



## એમ. એચ મેહેરઅલીના

# જગપ્રસિદ્ધ ગાયન-પુસ્તકો

### અરધી કીંમતે વેચવાના છે



ગઝલો. ઠુમરીઓ, ધ્રુપદ, ખ્યાલ, ટપ્પા તથા જલસાઓમાં ગવાતા ગાયનો સુંદર છપાઇથી બાહાર પડયાંછે

| | | | |
|---|---|---|---|
| બુલબુલી ગાયન... ... ... ... | કીંમત | આના | ૮ |
| ગઝલ સંગ્રહ ભાગ ૧ લો ... ... | ,, | ,, | ૫ |
| ગઝલ સંગ્રહ ભાગ ૨ જો ... ... | ,, | ,, | ૫ |
| ગઝલ સંગ્રહ ભાગ ૩ જો ... ... | ,, | ,, | ૫ |
| ઠુમરી સંગ્રહ ... ... ... ... | ,, | ,, | ૫ |
| શરબતે ગઝલ ભાગ ૧ લો ... ... | ,, | ,, | ૫ |
| શરબતે ગઝલ ભાગ ૨ જો ... ... | ,, | ,, | ૫ |
| ગુલશને રાગ ભાગ ૧ લો ... ... | ,, | ,, | ૫ |
| ગુલશને રાગ ભાગ ૨ જો ... ... | ,, | ,, | ૫ |
| બાગે બુલબુલ .. ... ... ... | ,, | ,, | ૩ |
| રાગ માળા .. ... ... ... | ,, | ,, | ૪ |
| ગાયન સંગ્રહ ... ... ... | ,, | ,, | ૬ |
| હોરી સાગર ... ... ... ... | ,, | ,, | ૫ |
| સુબોધ કલગી ગાયન સંગ્રહ ... ... | ,, | ,, | ૬ |
| ,, ,, ,, ભાગ ૨જો. ... | ,, | ,, | ૬ |

ઠેકાણું:— ચીચબંદર ૩ જો રસ્તો મુંબઈ.

પ્રગટ કરનાર,

**એમ. એચ. મેહેરઅલી પાસેથી**

તથા પ્રસિદ્ધ બુકસેલરો પાસેથી મળશે.

**અમૃત સાગર અથવા સહ વૈદક સારસંગ્રહ** સસ્તુ અને સરળ વૈદક પુસ્તક કીંમત ચાર આના મળવાનું ઠેકાણું અમારે ત્યાંથી અથવા કાલકાદેવીપર વશનજી પરમાનંદ ચાહેવાલાની દુકાનેથી.